# ચંદ્રદૂત

મહાકવિ કાલીદાસ કૃત મેઘદૂતની અનુકૃતિ.

---

કર્ત્તા

મનસુખલાલ મગનલાલ ઝવેરી

જામનગર

# ચન્દ્રદૂત

## મહાકવિ કાલિદાસ પ્રણીત
## મેઘદૂતની
## : ગુજરાતી અનુકૃતિ :


: કર્તા ને પ્રકાશક :

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

જામનગર



મૂલ્ય [illegible] આના

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

દામ્પત્યની રસિકતા જેમણે પ્રીછી છે, વિરહની
મીઠાશ જેમણે માણી છે, જીવનની મોંઘામાં મોંઘી
પળો જેમણે ઉત્કંઠ પ્રેમીના ધ્યાનમાં ખર્ચી છે,
એ જગદમ્પતીઓને આ ન્હાનકડી રસકથા

: સસ્નેહ સમર્પણ :

જીવન એટલે અનુકરણ:
અનુકરણ એટલે
આદર્શને પહોંચી વળવાની
સક્રિય મનોવૃત્તિ.

# : આભાર દર્શન :

ચન્દ્રદૂત અનેક વ્યક્તિઓનું આભારી થયું છે. સાક્ષરોત્તમ દિ. બા. મુરબ્બીવર્ય કેશવલાલભાઇ ધ્રુવે તેને પોતાની મહામૂલી સૂચનાઓથી અલંકૃત કર્યું છે. કાવ્ય સાહિત્યના અભ્યાસી અને વિવેચક મુરબ્બી રામનારાયણભાઇએ મમતાથી તેનો પરિચય કરાવ્યો છે. મુરબ્બી દુર્ગાશંકરભાઇ શાસ્ત્રીએ તેને પ્રેમભર્યું પ્રોત્સાહન આપીને તેના કોડ પૂર્યા છે. 'શારદા' ના તંત્રી, મ્હારા મિત્ર શ્રી. રાયચુરાએ તેના કેટલાક પ્રસંગોને 'શારદા' માં સપ્રેમ શોભાવ્યા છે. ને ભાઈશ્રી ગજાનનભાઇએ તેમાં પોતાની કળા પૂરી છે.

એ સર્વના આભારો શબ્દોમાં મૂકી શકું તેમ નથી, છતાં ય અત્યારે તો અહીં એ કેવળ શબ્દો દ્વારા જ માનવા પડે છે. જેમણે જેમણે ચન્દ્રદૂતને પોતાનું માન્યું છે તે સર્વનું ચન્દ્રદૂત આભારી છે ને

: અન્ત સુધી રહેશે જ :

# : નિવેદન :

"બોલ, 'કાકા...'" પડઘો પડે છે, 'તા...તા...' અને 'કાકા' ના શુદ્ધ ઉચ્ચાર કરતાં યે કંઈક ઓર મીઠાશ 'તા...તા...' નો એ નિખાલસ ને अव्यक्तवर्ण પ્રતિધ્વનિ આપે છે. કારણ માત્ર એટલું જ કે એ પ્રતિધ્વનિ કરનાર ચાર પાંચ વર્ષનું એક ન્હાનું બાળક હોય છે. બાલકના अव्यक्तवर्ण ઉચ્ચારો—અનુકૃત ઉચ્ચારો યે વડીલોને रमणीय લાગે છે.

બાલ્ય એટલે અનુકરણ—સફળ ને નિષ્ફળ: અનુકરણ કરતાં કરતાં જ સર્જનની સર્વોચ્ચ કક્ષાએ નૈસર્ગિક શક્તિસમ્પન્ન માનવી પહોંચી શકે. સર્જનના મહાવૃક્ષનું સૂક્ષ્મબીજ અનુકરણ. સાહિત્યાકાશના શાશ્વત તેજઃપુંજ રાશિઓએ પણ પ્રારંભ અનુકરણથી કર્યો હતો, તો મારા જેવા પ્રાકૃત જનને તો તે ક્ષમ્ય જ ગણાશે એમ આશા રાખું છું.

ચન્દ્રદૂત અનુકરણ છે. તેના કર્ત્તાને સાહિત્યજીવનમાં પ્રવેશ કર્યે ભાગ્યે ચાર પાંચ વર્ષ થયાં હશે. ચન્દ્રદૂતની વાણી अव्यक्तवर्ण છે. કાલી ને તોતડી છે. અને છતાં ય, રસિક હૃદયોને એટલે અંશે તે રમણીય લાગે તેટલે અંશે તે સફળ છે. એમાં કેવળ ચાળા પાડવાની નિન્દ્ય મનોવૃત્તિ નથી; પણ શુદ્ધ ઉચ્ચાર કરવાની જિજ્ઞાસાવાળી અનુકૃતિ છે. એ જિજ્ઞાસા તોષવા જતાં મેં અનુકૃતિ કરવા જતાં સ્ખલનો થયાં હોય તો તે, જિજ્ઞાસુ કર્તાની અશક્તિને આભારી છે.

# નિવેદન

કાલિદાસની વાણીએ ને સ્વ. કીલાભાઈકૃત મેઘદૂત ભાષાન્તરે લગાડેલી મોહિનીથી આ અનુકૃતિની અભિલાષા જન્મી. આજે એ અભિલાષા સંતોષાય છે ને ગુજરાતી સાહિત્યને ચરણે અલ્પ ને અવ્યક્તવર્ણું ચન્દ્રદૂત ધરાય છે.

મેઘદૂત–સર્વાંગસુન્દર ખંડકાવ્ય–ની સાથે સ્પર્ધા કરવાના કોડ એ અનુભવહીન બાલકને પાલવે તેમ નથી. મેઘદૂતનાં રસસૌન્દર્યથી એક અથવા બીજી રીતે અનભિજ્ઞ રહેલાંઓને તેમાં રસ લેતાં કરવાનો જ એનો મુખ્ય હેતું છે. અને તેથી જ, સ્વ. કીલાભાઇકૃત ભાષાન્તરનાં ચરણોનો એમાં છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે. એનો ૯૧ મો શ્લોક તો આખો યે એ ભાષાન્તરમાંથી જ લીધો છે. એની રચના, એના શબ્દોને વાક્યો વગેરેનું, કેટલેક સ્થળે સીધી રીતે ને કેટલેક સ્થળે આડકતરી રીતે, થયેલું અનુકરણ પણ કોના ધ્યાન બહાર રહેશે ?

ગુણપારખ ગુજરાત એને 'મેઘદૂત પ્રવેશક' તરીકે સત્કારે તો પણ ઘણું ય..

અને ગુજરાત જો એ રીતે એને અપનાવે તો એ યશ, એને પ્રોત્સાહન અને સૂચનાઓ આપનાર વડીલોને ને મિત્રોને અને એનાં પ્રકાશનને કેટલેક અંશે સરળ બનાવનાર એના અગાઉથી ગ્રાહક થએલા ગૃહસ્થોને જ છે.

જામનગર<br>અષાડી બીજ<br>વિ. સં. ૧૯૮૫

મ. મ. ઝવેરી

# પરિચય

ચન્દ્રદૂતનો પરિચય કરાવવાનું મેં માથે લીધું છે પણ કોઈ સામાન્ય કાવ્યના કરતાં આના પરિચયનું કામ વધારે મુશ્કેલ છે. કારણકે આ કાવ્યનું ગુણદર્શન થવામાં કેટલાક અંતરંગ અને બહિરંગ અંતરાયો આવે છે.

પ્રથમ તો આ કાવ્યના લેખકને આધુનિક અંગ્રેજી સાહિત્યનો બિલકુલ પરિચય નથી, તેથી અંગ્રેજી સાહિત્યની કલ્પના કે વિષયથી જેમની રુચિ ઘડાઇ હોય તેવા વાચકોને આ કાવ્યનો વિષય જૂનો લાગે. જેમને ટૂંકાં કાવ્યો વાંચવાની ટેવ પડી ગઈ હોય તેમને આ કાવ્ય, માત્ર ૧૦૧ શ્લોકોનું હોવા છતાં, લાંબું લાગે. વળી આ કાવ્ય દેખીતી રીતે કાલિદાસના મેઘદૂતનું અનુકરણ છે. એટલે અનુકરણમાં મૂળના જેવો રસ ન હોય એમ કહી, મેઘદૂતની છાયાનું દર્શન ન કર્યું હોય એવો વાચક પણ તેની ઉપેક્ષા કરે. અને મેઘદૂતનું અનુકરણ છે માટે તેની રસપરીક્ષા કરવા તેની મેઘદૂત સાથે તુલના કરવી એ તો સૂર્ય પ્રકાશમાં ચન્દ્રના તેજની પરીક્ષા કરવા બરાબર છે. એમ કરીએ તો તો લેખકને કાલિદાસની ઉપાસના અવળી ફળી જ ગણાય. ટપાલ અને તાર વિનાના જમાનામાં મેઘના દૂતત્વની કરેલી કલ્પના જેટલી ઉચિત અને રમણીય લાગે તેટલી અત્યારે કરેલી

નવી કલ્પના ન લાગે. વળી કાલિદાસના મેઘનો દક્ષિણથી ઉત્તર જવાનો જેવો કુદરતી માર્ગ છે, તેવો ચન્દ્રને પૂર્વથી પશ્ચિમ જવાનો નથી. ચન્દ્ર હિમાલયથી દ્વારિકા જાય છે એમ કહી ન શકાય. વળી કાલિદાસ જેમ પોતાના સમયની ભૂગોળમાં મેઘનો માર્ગ વર્ણવતો હતો તેમ આપણો લેખક આધુનિક ભૂગોળમાં ચન્દ્રનો માર્ગ મૂકી શકે તેમ નથી ( જો કે આ લેખકે તે પ્રયત્ન પણ કરી જોયો છે ) કારણકે આધુનિક સમયે ચન્દ્ર સાથે સંદેશો મોકલવાનું પ્રયોજન નથી. અને પ્રાચીન ભૂગોળનું વર્ણન કરતાં કાલિદાસ જે સત્યનો રણકારો મૂકી શકે તે આપણો લેખક ન મૂકી શકે. આપણું તે સમયનું ઇતિહાસજ્ઞાન એટલું બધું અપૂર્ણ છે. અને લેખક પ્રાચીન ઇતિહાસ પ્રમાણે માર્ગ દોરે તોપણ વાંચનારનું જ્ઞાન એટલું સંપૂર્ણ ન હોવાથી તેને એમ લાગ્યા જ કરે કે આ બધું કલ્પિત વર્ણન છે. આવી રીતે આ કાવ્યને પ્રથમદર્શને ઘણા જ ગેરફાયદામાં કામ કરવાનું છે.

પણ આવાં પૂર્વાનુમાનોથી અને ઝીણી વિગતોથી દૂર રહી જો કોઈ વાચક ખરા કાવ્યકુતૂહલથી આ વાંચશે તો તેને જરૂર લાગશે કે શબ્દાર્થ કલાયુક્ત થઈ જે વિશિષ્ટ આહ્‌લાદ આપી શકે છે તે આ કાવ્યમાં ઘણી જગાએ છે. લેખકે અનુકરણ કરી કરીને પણ કાલિદાસનું કર્યું છે, તેને કાલિદાસની ખરેખરી લગની લાગેલી છે, તો કાવ્યમાં તે બિલકુલ ન ફળે એમ તો કેમ જ બને ?

આખું કાવ્ય મન્દાક્રાન્તા વૃત્તમાં એકધારું ચાલે છે, પણ વાંચતાં એક જ વૃત્તથી ક્યાંઈ કંટાળો આવતો નથી. અને કાવ્ય લાંબું છતાં વૃત્ત સર્વત્ર પ્રવાહી છે. લઘુ ગુરુની કર્તાએ પુષ્કળ છૂટ લીધી છે, પણ તે એકાદ જગાએ જ કર્ણકટુ છે, બાકી કર્ણને કોઇ જગાએ વિસંવાદ લાગતો નથી. કાવ્યબંધ ક્યાંઇ પણ શિથિલ થતો નથી, અને લેખક, પ્રારંભકને બિપથે દોરનાર અનુપ્રાસ કે એવા શબ્દાલંકારના મોહમાં ક્યાંઇ તણાયા નથી. કાવ્યનો પ્રવાહ વિપુલ અને વેગવાન છે. રસ વિપ્રલંભ શૃંગાર છે, અને તેનું નિરૂપણ શિષ્ટ સાહિત્યના અનુકરણનું છે પણ તેનું ઔત્સુક્ય જરા પણ કૃત્રિમ નથી. કાવ્યનો વેગ, કાવ્યની લંબાઈ, લઘુ ગુરુની છૂટો, આવેશમય ઔત્સુક્ય જોતાં કંઈક કલાંત કવિ યાદ આવે છે. કાવ્યની કલ્પનામાં કોઇ કોઇ જગાએ ખરેખર વિજયરણકાર સંભળાય છે. થોડાં ઉદાહરણો લઇએ:

પૂર્વાકાશે ક્ષિતિજ સમિપે, અંગ પ્રત્યંગ જોડી,  
સૂતાં તારાપથ વસુમતિ. આદિથી જ્યાં રૂપાળાં;  
ત્યાં વ્હાલાંને વિવશ કરતો, પ્રેમના તત્ત્વ જેવો,  
ભાળ્યો તેણે હિમકર રુડો, બિંબ સોહાવનારો.

તારાપથ*—સંસ્કૃત ક્લી શબ્દ પણ પુલ્લિંગ પસંદ કર્યો છે,—અને પૃથ્વી બન્ને જગતના આદિથી અંગપ્રત્યંગ જોડી સૂતેલાં છે એ કલ્પના નવીન છે એટલી જ સત્યનિષ્ઠ છે, અને વિપ્રલંભ શૃંગારની ભૂમિકા રચવાને ઉચિત પણ છે.

---

* એટલે આકાશ.

## પરિચય

સર્વાંગે તૂં સુભગ સજિને કેસરી સ્વાંગ આજે,
કસ્તૂરીનું તિલક કરિને ભાલ મધ્યે, વિરાજે,
નક્ષત્રોના ગણુશું રજનીકાન્ત ! શોભી તું રે'શે,
રાધા સાથે રમિ, હરિ બન્યા હોય શું ગૌર જાણે !

કાલિદાસે ઇન્દ્રધનુષ વાળા મેઘને, મોરમુગુટ કૃષ્ણ સાથે સરખાવ્યો હતો, તો આ લેખક પણ ચન્દ્રને કૃષ્ણ સાથે સરખાવે છે. ચન્દ્રને કાળું શશચિન્હ છે, તો કૃષ્ણને ભાલે કસ્તૂરીનું તિલક છે. અને કૃષ્ણ કાળા છે તેનું કેમ ?—ગોરી રાધા સાથે રમી રમીને તે પણ ગોરા થયા છે ! રાધાકૃષ્ણના વિહારમાં દયારામે આવો રંગવ્યત્યય માત્ર કલ્પેલો હતો, તેને આપણા લેખક સિદ્ધ તરીકે માની લઈ તેનો ઉપમામાં ઘણા જ કૌશલથી ઉપયોગ કરે છે.

માર્ગમાં આવતાં કૈલાસ, ગંગા, યમુના, કુરુક્ષેત્ર, તેની સાથે સંકળાયેલો ગીતા અર્પનારો યુદ્ધનો ઇતિહાસ, ઉજ્જયિની અને મહાકાલ, નર્મદા વગેરેનાં વર્ણનો રસિક છે. આપણે થોડાં જોઇએ.

જાણે શોધે યુગ યુગ જુની સંસ્મૃતિઓ, પ્રસારી,
દષ્ટિ દૂર ક્ષિતિજ સુધિ યે કો તપસ્વી મહર્ષિ;
તેવો ઊભો અચલ, ઉજળો, આભને થોભ દેતો,
શીળાં તેજે સભર ભરિયો, રહોય કૈલાસ દેવી.

× × ×

જ્યોત્સ્ના સાડી, ઝળહળ થતી એખલા દીપકોની,
રીણ્યા કેરાં સ્મિતથી હસતી હોય જાણે ઉમાને;

વિસ્તીર્ણા એ નગપતિ તણી નન્દિની જાહ્નવીને,
વ્હેતી જોજે કનખલ વિશે, મત્ત સંમોહિની શી.

જેને નાદે વ્રજકુલવધૂ શુદ્ધિ સર્વે ગુમાવે,
કાલિન્દી યે કલરવ તજી, સ્થૈર્ય ધારી રહે છે:
તે બંસીને યદુપતિ તજી, છાંડિને કુંજ રમ્ય,
પ્રેરે ફૂંકી અરિદલનમાં પાર્થને પાંચજન્ય.

સ્હામાં સ્હામાં ધસત, જ્યમ કો અર્ણવો વાયુમત્ત,
સૈન્યો ભેટયાં પ્રખર બળથી, પાર્થને કૌરવોનાં;
આપ્યું જ્યાં તે ઉપનિષદના જ્ઞાનનું દૂધ ગીતા,
બ્રહ્માવર્તે જરૂર વિચરી એ કુરુક્ષેત્ર જોજે.

આ બધાં વર્ણનો સ્વતંત્ર છે. આવું જ વર્ણન આગ્રાનું હતું તે પણ નમૂના તરીકે મૂકું છું.

વ્હાલી કેરૂં જિવન તુટતાં, ઊર્મિઓ ઓગળીને,
અશ્રૂરૂપે નિતરિ પડિને, સ્થૈર્યને પામિ જાણે;
દર્દે ઘેરાં વ્યથિત ઉરનાં ગીત નિ:શબ્દ ગાતો,
જોજે ત્યાં તૂં પરમ કવિતામૂર્તિ શો તાજમ્હાલ.

અલબત કાવ્યમાં સમયવિરોધ પરિહરવા આ શ્લોક છોડી દીધો છે. કાલિદાસે મેઘને સીધો રસ્તો છોડી ઉજ્જયિની જવા કહ્યું હતું તે કવિનો ઉજ્જયિની માટેનો પક્ષપાત બતાવે છે. આ લેખકને પણ પોતાના સૌરાષ્ટ્ર માટે એટલો જ પક્ષપાત છે. ત્યાં આવતાં તેમનું કાવ્ય અનન્ય ઊર્મિથી ઉછળતું જણાય છે.

મુક્તા આપી વિમળ, ઉછળી અબ્ધિ જ્યાં પ્રેમહર્ષે,
જે ભૂમીનાં ચરણ ચુમવામાં ય સાફલ્ય માને,
કર્ત્તા કેરી પરમ કૃતિના પૂર્ણ સૌભાગ્ય જેવા,
એ સૌરાષ્ટ્રે શ્રમ સહુ થશે શાન્ત હે પાન્થ! તારા!

અને સૌરાષ્ટ્રને સ્ત્રીની સાથે સરખાવે છે:

નીલી સાડી સરસ, ફુલની ભાતવાળી રૂપાળી,
ને મુક્તાની ઝમઝુમ થતી મેખલા અબ્ધિ કેરી;
હૈયે ઝીણી સરિત જળની સેરનાં મૌક્તિકોના
હારો વાળી લલિત, અતિશે સ્હોય સૌરાષ્ટ્રનારી.

અને સૌરાષ્ટ્રની વિશિષ્ટ વિભૂતિ—પહેલાં લેખકે આધુનિક સમયનું વર્ણન કર્યું હતું ત્યારે—આ પ્રમાણે દર્શાવી હતી.

પ્રેમે જેણે જગતભરમાં એક ને અદ્વિતીય,
ગાંધીજી શા પુરુષવરની વિશ્વને ભેટ આપી;
જ્યાં જન્મીને નરસિંહ દયારામ ડંકા બજાવે,
એ સૌરાષ્ટ્રે પથિક! શ્રમ સૌ વામશે પન્થ કેરા.

પોતાના સ્થાન જામનગરને માટે લખ્યું હતું:

ત્યાં જામાણું, જલનિધિ તટે પદ્મ જેવું પ્રફુલ્લ
રાજે રૂડું, પ્રથિત યદુના વંશના છત્રવાળું.
વાજા ખીલ્યા, મઘ મઘ થતા ડોલરોની સુગન્ધે,
અર્પી દેશે મુદભર, પુરી જામકેરી તને એ.

વાસ્તવિક તથ્યનો રણકાર કાવ્યમાં કેવી અસર કરે છે તે આ ઉદા-

રથી જણાશે. પણ આ વિશિષ્ટતા છોડી દીધા પછી પણ લેખક નીચેનું કહી શકે છે :

જેનાં ઊંડાં વન વન વિશે, ચાળના ભારવાળાં
ધૂણાવીને શિર મદભર્યા, કેસરી અગ્નિતીખા,
ઝૂલવન્તા ધરણિ ડણુકે, મેઘગંભીર નાદે,
એકાકી ને અભય વિહરે દર્પની દીપ્તિવાળા.

શૈલે શૈલે, કણકણ વિષે, સ્વાર્પણો શુદ્ધ સ્હોયાં,
પત્રે પત્રે પુનિત કવિતા વીર્યને ધૈર્ય કેરી;
શ્રદ્ધા, શૌર્ય, પ્રણય તણિ એ પુણ્યશીલા ત્રિવેણી,
જેને ખોળે સ્થિતિ ચિર કરી, નન્દઆનન્દકન્દે.

× × ×

જોતાં જોતાં હરિત, લલિતા ભૂમિ સૌરાષ્ટ્ર કેરી,
કુંજે કુંજે શ્રવણ કરતો ચિત્તવેધી કુહાઓ:
ક્રીડા જોતો રસબસ રસે ખેલડીની રસીલી,
ધીમે ધીમે ગમન કરજે, પશ્ચિમે દ્વારિકાશું.

મેઘદૂતની પેઠે જ પછી કનકની દ્વારિકાનું વર્ણન છે. પછી આ સંદેશ આપનાર યાદવ પોતાના ઘરનું, પછી પોતાની પત્નીનું વર્ણન કરે છે તે બધું મેઘદૂતને અનુસરીને છે. છેવટે કહે છે :

આ જોઇને હિમકર ! મિઠૂં મૌન તારૂં ગભીર,
ધારૂં છું કે મનપર લિધૂં કાર્ય તેં આ અમારૂં;
કાંઈ બોલ્યા વિણ પણ સુધા વર્ષતો તું ચકોરે,
વાંછ્યૂં આપે, કશું ન વદતાં, અર્થિઓને ઉદાર.

અને શુભેચ્છાથી પૂરું કરે છે કે :

> સાધી મારું, અઘટિત છતાં, આટલું ઈષ્ટ બાપૂ !
> મૈત્રીથી કે વિરહ સમજીને દયા લાવિ મારી:
> આ મોંઘેરા કુસુમ સમયે જા સુહાગી ! ગમે ત્યાં,
> મા થાજો રે ! ક્ષણ પણ તને ચન્દ્રિકાથી વિયોગ.

કાવ્ય આ શુભેચ્છાથી જ પૂરું થવું જોઇએ. મેઘે આ સંદેશો સાંભળ્યો હતો કે નહિ અને પછી તે સંદેશો આપ્યો હતો કે નહિ, એ પ્રશ્નો આ કાવ્યમાં અનુપપન્ન છે. ખરું જોતાં એ પ્રશ્નો અને મેઘદૂતના પાંચમા શ્લોકમાં ઉત્પન્ન થતો પ્રશ્ન જે :

> धूमज्योतिः सलिलमरुतां संनिपातः क्व मेघः
> संदेशार्थाः क्व पटुकरणैः प्राणिभिः प्रापणीयाः ॥

'આ નિશ્ચેષ્ટ મેઘ સંદેશો શી રીતે લઈ જઈ શકવાનો હતો,' એ પ્રશ્ન, કાવ્યનું હાર્દ નહિ સમજનારાઓને ઉઠે. એવું નહિ સમજનારાઓએ જ 'પછી મેઘે સંદેશો અલકામાં જઈને આપ્યો, યક્ષના સ્વામીએ ત્યાં જ શાપનો અવધિ ફરમાવ્યો, યક્ષ ઘેર આવ્યો' એવી મતલબના શ્લોકો ઉમેર્યા છે, અને 'ખાધું પીધું ને રાજ કર્યું' એવો મામુલી અંત કાલિદાસના અપ્રતિમ કાવ્યને છેડે લગાડ્યો છે. કાવ્યની ખૂબી, યક્ષ (અહીં યાદવ) પોતાના ઔત્સુક્યમાં એ પ્રશ્ન વિચારી જ ન શકે, ઠેઠ સુધી મેઘ (અહીં ચન્દ્ર)ના મૌનનો અર્થ પણ પોતાની આશાને અનુકૂળ જ કરે એમાં રહેલો છે. કાલિદાસમાં

# પરિચય

કંઈક અસ્ફુટ ગૂઢ આશા ભરેલી છે, જગતમાં દુઃખ વાસ્તવતાએ છે, છતાં તેમાંથી શુભની આશા તેને કરાવવી છે. યક્ષ અને કાલિદાસ સંસારના દુઃખમાં ઊભા ઊભા અગાધ અજ્ઞાત ભવિષ્યમાં પોતાની અનંત આશાનું કિરણ ફેંકે છે. 'તમને આવો વિજોગ ન થજો' એ, યક્ષની અને કાલિદાસની, જગતનાં દંપતીઓને અંતિમ શુભેચ્છાના અંત્યવાક્ય પછી, કવિની વ્યંજના જેવી શુભ અપદાર્થ આશા જ શોભે. એ આશા ક્યા રૂપે ફળી એનો વિચાર સુદ્ધાં એ આશાના સૌન્દર્યને નિરર્થક સ્થૂલતા આપે છે. આપણા લેખક પણ, કાલિદાસના એ હાર્દને અનુકૂળ રહ્યા છે એ સારું જ કર્યું છે.

એકંદર અમને જણાય છે કે આ લેખકે અનુકરણ કરવાને બદલે સ્વતંત્ર કાવ્ય લખ્યું હોત તો તેમની વધારે કદર થવાનો સંભવ હતો. અનુકરણથી તેમની કાવ્યસંપત્તિને માત્ર હાનિ જ પહોંચે છે. અને રસજ્ઞ વાચક તેમને આ હાનિ નહિ થવા દે એમ આશા રાખીએ.

રામનારાયણ વિશ્વનાથ પાઠક



'ત્યાં વાસતી અરુણ ઉગતી પૂર્ણિમા માઘ કેરી'
(ચન્દ્રદૂત શ્લોક ૩)

—ચિત્રકાર 'રસિકલાલ પરીખ

KUMAR PRINTERY AHMEDABAD

# ચંદ્રદૂત

સેવાધર્મે સ્ખલન કરતાં, યાદવ સ્વામિશાપે,
તેજે હીણો, વિષમ વિરહે, ઘૂમતો કોઇ કામી;
ગૌરી પાદે પુનિત જળના, મીઠડી છાયવાળા,
રૂપાળા એ હિમગિરિતણા આશ્રમોમાં વસ્યો એ. ૧

કાન્તાત્યાગે, વિવશ ફરતાં આશ્રમો ને વનોમાં,
હૈયૂં થાતાં અશરણ, થયાં ગાત્ર નિસ્તેજ તેનાં;
થાતાં ક્ષીણ પ્રખર વિરહે, અશ્રુથી ઝાંખું ઝાંખૂં,
કાંડામાંથી સરિ પડયું કડૂં સ્વર્ણનૂં રત્નવાળૂં. ૨

એવી રીતે ઘડિ ઘડિ રહી, નિર્ગમ્યા શોકદીર્ઘ,
તે કામીએ વિવશ મનથી, વર્ષના કૈંક માસ;
ત્યાં વાસંતી, અરુણ ઉગતી પૂર્ણિમા માઘ કેરી,
ને નાચંતિ સમિર લહરી, પ્રેમિને પીડવાને. ૩

પૂર્વાકાશે, ક્ષિતિજ સમિપે, અંગપ્રત્યંગ જોડી,
સૂતાં તારાપથ વસુમતિ, આદિથી જ્યાં રૂપાળાં;
ત્યાં વ્હાલાંને વિવશ કરતો, પ્રેમના તત્ત્વ જેવો,
ભાળ્યો તેણે હિમકર રુડો, વિશ્વ સોહાવનારો. ૪

જોતાં તેને ચકિત નયને, અશ્રુ રોકી ઘડીક,
ઊભો કામી જ્યમ ત્યમ કરી, દીર્ઘનિશ્વાસયુક્ત;
આવ્યૂં તેના સ્મૃતિપટ વિશે, આસ્ય કાન્તાનું ગોરૂં,
ને તે સાથે, સ્મૃતિસુખ ભર્યો, સાંભર્યો ભૂતકાળ. ૫

વ્હાલાં સાથે સુખથિ વસતા હોય, તેવા જનો યે,
પૂરેપૂરા વિવશ બનતા, આ સુહાગી વસન્તે,
તો શું ધારી કદિ પણ શકે ધૈર્ય પ્રેમી, વિયોગી,
અંગે થાતો ચળવિચળ જે ભેટવાને પ્રિયાને? ૬

સંદેશાથી વિરહિણિ તણા પ્રાણ ઊગારવાને,
હર્ષે હર્ષે, રજનિપતિને પુષ્પથી અર્ઘ આપે;
ને થંભાવી વિરહદુખનાં આંસુડાં ઝાઝિવાર,
પ્રેમે ભીનાં વચન વદતો આપતાં આવકાર. ૭

તેજસ્વી તૂં તનય નિધિનો, શંભુશીર્ષે સુહન્તો,
ઔદાર્યે તૂં જગતભરમાં એકલો ને અજોડ;
તેથી યાચૂં વિધિવશ થતાં, બન્ધુથી હૂં વિયોગી,
યાચ્ના ભૂંડી નિચનિ ફળદા, વ્યર્થ સારી ગુણીની. ૮

તું સર્વજ્ઞ, વ્યથિત વિરહે તોય બાપુ! કહું છું,
સ્વામી શાપે, સદન તજિને, ભૂપરે હું ભમૂં છું;
કાન્તા દૂરે, કનકથિ રચી દ્વારિકામાં વસે છે,
જે દીપન્તી જલધિ જળમાં પોયણી શી પ્રફુલ્લ. ૯

મારા વ્હોણી, વિરહદુબળી, ભાગ્ય રૂઠચે બળેલી,
મારાં પાપે, પ્રખર સહતી દુઃખ સન્તાપ કેરાં;
વીતાવંતી મુજ વિણુ હશે, પુષ્પ શી કોમલાંગી,
ખેદે લાંબા, દિવસ, કપરા, કેમ એ દુઃખ કેરા? ૧૦

આશાતન્તૂ સહજ સહવે, દુઃખ વિશ્લેષ કેરાં,
આશા વિશ્વે, નિશદિન રહી પ્રાણિમાં પ્રાણરૂપે;
સાહી એના કર, વિતવતી એ હશે દુઃખદા'ડા,
કૂંળી કૂંળી કુસુમલતિકા શે સહે વજ્રધારા! ૧૧

જાને તેની સમિપ, પથ આ વ્યોમ કેરો ગ્રહીને,
મીઠાં મારાં વચન કહિને, પ્રાણ લેને ઉગારી;
દુઃખે દાઝયાં, વિરહવિધુરાં પ્રેમિને પ્રેમિ કેરો,
સંદેશો છે કુસુમ સરખા પ્રાણ સંરક્ષનારો. ૧૨

જ્યારે ભાનૂ દિવસભરના થાક ઊતારવાને,
પેસે શાળા ઉદધિજળમાં સ્નાન માટે, દિનાન્તે,
ત્યારે, તારો ઉદય ઉજળો પ્રાચિમાં જોઇ મુગ્ધા,
આશાવન્તી, હરખિ નમતી, રાહ સ્વામીનિ જોતી. ૧૩

વૃક્ષે વૃક્ષે, કુસુમ કુસુમે, નૂતનશ્રી રુપાળી,
ને સેનાઓ ભ્રમણ કરતી, આંહિ કન્દર્પકેરી;
મારા જેવો પરવશ હશે કોણ બીજો અભાગી,
જે હાવાં યે વિરહવિધુરી કામિનીને ઉવેખે? ૧૪

સ્વામીશાપે, પ્રખર વિરહે તપ્ત આ દીન કેરો,
સંદેશો લૈ, પ્રિયજન તણા પ્રાણને પોષનારો;
જ્યોત્સ્ના સાથે, ગગનપથમાં, પશ્ચિમે જા ત્વરાથી,
તૂં છે મોટું શરણ પ્રણયી દંપતીનૂં, પ્રવાસી! ૧૫

સંદેશો લૈ, સુભગ ગતિથી વ્યોમ માર્ગે જવાને,
વ્હાલી સંગે ઉભિશ જળમાં વ્યોમસોપાન પાસે;
ત્યારે તારો જનક ઉછળી, આવશે ભેટવાને,
કિન્તૂ, ખોટી બહુ નહિ થતાં, અભ્રનો માર્ગ લેજે. ૧૬

[illegible] ત્યારે સરિત જળમાં, તારિ વ્હાલીનિ સંગે,
છાયા રૂપે, વિવિધ કરતો પ્રેમ મસ્તી ઉમંગે,
ન્હાજે; પાછો જલદિ નિસરી, માર્ગ તારો તુ લેજે,
ઊપાડીને પ્રિયજનતણું કાર્ય, ના કોઈ છોડે. ૧૭

સર્વાંગે તૂં સુભગ સજિને કેસરી સ્વાંગ આજે,
કસ્તૂરીનું તિલક કરિને ભાલ મધ્યે, વિરાજે,
નક્ષત્રોના ગણશું રજનીકાન્ત! શોભી તું રે'શે,
રાધા સાથે રંમિ, હરિ બન્યા હોય શું ગૌર જાણે! ૧૮

ઘેરાં ઘેરાં ઉદધિજળમાં, નાવ શો વ્યોમ માર્ગે,
ધીરે ધીરે ગમન કરતો હેમ રાત્રીશ! જયારે;
ત્યારે નીચે, તલસિ તલસી, દીન નેત્રે ચકોરો,
યાચ્ના કર્શે કરુણ રવથી, પ્રેમપીયૂષ કાજે. ૧૯

તેની બાપૂ! સફળ કરિને યાચના તૂં સુધાથી,
લેજે માર્ગ ત્રિપુરહરના ધામ કૈલાસ કેરો;
જોતો જાજે ગગન સરખૂં ક્રૌંચરન્ધ્ર ત્વરાથી,
વીંધ્યૂં જેને અતુલ બળથી, ભાર્ગવે બાણ સાધી. ૨૦

જાણે શોધે યુગયુગ જુની સંસ્મૃતિઓ, પ્રસારી
દૃષ્ટિ દૂરે ક્ષિતિજ સુધિયે કો તપસ્વી મહર્ષિ;
તેવો ઊભો અચલ, ઉજળો, આભને થોભ દેતો,
શીળાં તેજે સભર ભરિયો, સ્હોય કૈલાસ દૈવી. ૨૧

જાજે ત્યાંથી, કમળ રજના સ્પર્શથી મ્હેકિ રે'તી,
સેવી શીળી સમિર લહરી માનસે, શીતરશ્મી!
શીળાં તેનાં વિશદ જળમાં, છાય તારી ઉતારી,
ન્હાઈ, આત્મા સફળ કરિને, પન્થ લેજે, પ્રવાસી! ૨૨

બેસી ધોળાં શિખર પર તૂં, તેજના પુંજ જેવો,
જોવા મોઢૂં શરમઇ જતી પોયણીનૂં અધીરો,
લંબાવીને ધવલ કર તૂં ખેંચશે શ્યામ સાડી,
ત્યારે લજ્જા ઢળિ ય તુજશૂં હાસ્ય કર્શે સુહાગી. ૨૩

ત્યાં થોભીને ઘડિક, તુજ એ વ્યોમના દિવ્ય માર્ગે,
જાતાં, ઊંચાં કુમુદ સરખાં શૃંગમાં સ્થાન લેશે;
જ્યોત્સ્ના ધારા અમિત ફુટતાં શંભુસાદૃશ્ય પામી,
દેવોને યે નમન કરવા યોગ્ય થાશે, તું નક્કી. ૨૪

જ્યોત્સ્ના સાડી, ઝળહળ થતી મેખલા દીપકોની,
પીણો કેરાં સ્મિતથી હસતી હોય જાણે ઉમાને;
વિસ્તીર્ણાં એ નગપતિ તણી નન્દિની જાહ્નવીને,
વ્હેતી જોજે કનખલ વિશે, મત્ત સંમોહિની શી. ૨૫

જેને નાદે વ્રજકુલવધૂ શુદ્ધિ સર્વે ગુમાવે,
કાલિન્દી યે કલરવ તજી, સ્થૈર્ય ધારી રહે છે;
તે બંસીને યદુપતિ તજી, છોડિને કુંજ રમ્ય,
પ્રેરે ફૂંકી અરિદલનમાં પાર્થને પાંચજન્ય. ૨૬

સ્હામાં સ્હામાં ધસત, જયમ કો અર્ણવો વાયુમત્ત,
સૈન્યો ભેટયાં પ્રખર બળથી પાર્થ ને કૌરવોનાં;
આપ્યૂં જ્યાં તે ઉપનિષદના જ્ઞાનનું દૂધ ગીતા,
બ્રહ્માવર્તે જરુર વિચરી એ કુરુક્ષેત્ર જોજે. ૨૭

આપી આપી અમિત બલિઓ, ધેનુઓને સદૈવ,
પામ્યો, યજ્ઞો પુનિત કરીને, કીર્તિ જે રન્તિદેવ;
તારે માર્ગે સરિતરુપમાં તે પ્રતિષ્ઠા નિહાળી,
ભાવે ભીના હૃદયથકિ તું વન્દજે, વ્યોમવિહારી! ૨૮

જેને હસ્તે, તનુજજનનો વૃદ્ધિ પામે પ્રભાવ,
તેવો દ્વારે અતિથિ નિરખી, દેવ–અદ્રિ ફુલાય;
હર્ષોર્મિથી વિવશ બનતાં, મૌનથી પુષ્પગન્ધે,
મ્હેકી રે'તા શિતળ સમિરે, અર્ઘ દેશે તને એ. ૨૯

જાવા ક્રીડા શિખર પર ત્યાં, સ્કન્દનો હાથ ઝાલી,
ધીમે ધીમે ઉપર ચડતી હોય જો, તન્વિ સેના;
તો તું તેના પુનિત પથને ધોઇ દેજે સુધાથી,
ને એ પંથે તુજ કિરણથી પૂરી દેજે પ્રકાશ. ૩૦

અંગે અંગે વિવશ બનતાં, કામિ ને કામિનીના
આલિંગ્યાથી, ઉરથી ખરતા કસ્તુરીલેપનોના
મોંઘા ગન્ધે મઘમઘ થતી, અદ્રિ કેરી ગુફાઓ
જોઈ, ત્યાંથી હિમકર ! જજે ઇન્દ્રપ્રસ્થે ત્વરાથી. ૩૧

તેનાં, રત્ને ઝળહળ થતા હર્મ્યમાં દીપ્તિ વાળી,
દન્તચ્છેદે, ક્ષતથિ નખનાં, આકુલી ને અસેતી;
સ્વામી સંગે નિરખિ લલિતા દેહની વેલડીને,
થંભી જાશે ચકિત બનતાં, ચન્દ્ર ! તૂ ત્યાંજ નિશ્ચે. ૩૨

સ્વામી સ્વપ્ને નિરખિ, મલકે મીઠડું કામિની ત્યાં,
ખીલે રાતી કળિ અધરની, બિમ્બ જેવી લગીર;
સ્વપ્નામાં યે રતિરમણનાં યુદ્ધથી, રંગભીની,
રામા, રીસે રુચિર, જકડે બાહુપાશે પિયૂને. ૩૩

ને કો હર્મ્યે પ્રથમ મિલને, નીચું જોતી નવોઢા,
લજ્જા કેરી સુરખિ ભરિયા ગાલ માથે ગુલાબી;
અસ્વીકાર્યાં અનુનય તણી પ્રેમરીસે ભરેલા,
પ્રેમી કેરા ચશચશ ઉનાં ચુમ્બને ચોંકી ઉઠે. ૩૪

બંસીઘેલૂં જગત કરતા કા'નુડાનાં, રસીલાં,
હૈયે થાતાં સ્મરણ મધુરાં, કીડનો કૈં સજીવ;
અંગે થાતી વિવશ યમુના ભાવનામગ્ન જેવી,
જોઈ, જાજે હિમકર ! મહાકાલને ધામ પોં'ચી. ૩૫

ફોરે વાતાવરણ કરતો શુદ્ધ જ્યાં વાયુ ધીરે,
ને ચોપાસે પ્રકૃતિતણું જ્યાં ગાન સ્વર્ગીય ગુંજે;
ત્યાં ઊભેલો દશ દિશ ભરી, વિશ્વનો એ વિરાટ,
તેને શીર્ષે કુટજ સરખો, ઠીમિ રે'જે તું તાત ! ૩૬

પ્રવૃત્તિઓ પરિત્યજિ બધા મર્ત્ય નિદ્રા કરે છે,
ત્યારે સર્વે રમઝટ કરે રાસની, અપ્સરાઓ;
મૂંગી સૃષ્ટિ નિરવ ગિતથી તાલમાં તાલ આપે,
પૂરાયેલી સમિર લહરી, બંસિ મીઠી બજાવે. ૩૭

એવી રીતે શિવૅસ્તવનનો રંગ જામેલ હોય,
તો છૂપાઇ શિખર પડખે, સૂણજે દિવ્ય ગાન;
ન્હે તો જોઈ વદન તુજ એ વૃન્દની યૌવનાઓ,
ચાલી જાતાં, અટકી પડશે, રંગ એ રાસ કેરો. ૩૮

ત્યાં નક્ષત્રો સહિત, સ્તવનો ગાઇને ગૂઢ કાંઇ,
ધોઈ દેજે સકલ ભુમિને ચન્દ્રિકાની સુધાથી;
શાળાં તારાં કિરણ ગુંથિને, શુભ્રમાલા બનાવી,
વિશ્વવ્યાપી વિબુધપતિને અર્પજે, દ્યૌવિહારી! ૩૯

બારી વાટે, દક્ષપુરતણું હર્મ્યમાંહે જશે ત્યાં,
જોશે, શ્રાન્તા રસિકપતિની સ્હોડમાં સુન્દરીને;
દન્તચ્છેદે વિવશ બનતી યૌવનાને, દયાથી,
દેજે શાન્તિ દ્રવિત કરીને ચન્દ્રકાન્તો, સુધાંશુ! ૪૦

પુષ્પે સ્હોતા, જલવિમલનું રેશમી વસ્ત્ર ધારી,
ધીમે ધીમે, રણુઝણુ રવે નૂપુરોના, પ્રતાપી,
વાંકી ચૂંકી ગતિથિ, તરુનાં યૂથમાં છૂપિ છૂપી,
ચાલી જાતી રમણુ સમિપે, નર્મદા બ્હાવરી શી. ૪૧

જેનાં નીરે પરિમલ ભર્યાં, તેજનાથી ભરેલાં,
ખાઈ તન્તૂ કમળદળના કૂમળા, કૌમુદીમાં;
છાંટી છાંટી શિકર, ગરજી વ્યોમદેશે ધનો ક્યાં,
ક્રીડાયેલાં મદમળ રમે યૂથ માતંગ કેરાં. ૪૨

પ્રેમીકેરાં હૃદય સરખાં, સ્વચ્છગન્ધે ભરેલાં,
કેસૂડાંથી મધર્મધિ રહ્યાં કાનનો તું વટાવી;
શીળો શીળો, પરિમલ ભર્યો, મન્દ આ માતરિશ્વા,
સેવી સેવી, ગમન કરજે વ્યોમપન્થી, પ્રવાસી! ૪૩

મુક્તા આપી વિમળ, ઉજળી અબ્ધિ જ્યાં પ્રેમળે,
જે ભૂમીનાં ચરણ ચુમવામાં ય સાફલ્ય માને,
ક્યાં કેરી પરમ કૃતિના પૂર્ણ સૌભાગ્ય જેવા;
એ સૌરાષ્ટ્રે શ્રમ સહુ થશે શાન્ત હે પાન્થ! તારા! ૪૪

નીલી સાડી સરસ, ફુલની ભાતવાળી, રુપાળી,
ને મુક્તાની રુમઝુમ થતી મેખલા અબ્ધિ કેરી;
હૈયે ઝીણી સરિત જળની સેરનાં મૌક્તિકોના
હારો વાળી લલિત, અતિશે સ્હોય સૌરાષ્ટ્રનારી. ૪૫

ખાઈ ખાઈ નવલ, કુમળી, મ્હેકતી મંજરીઓ,
રેલે ધારા રસનિ, કુજને મત્ત જ્યાં કોકિલાઓ;
રોમે રોમે પુલકિત થતી, ભવ્યતાથી ભરેલી,
જોજે નીલી પ્રિયતંમરસાલીન શી આમ્રકુંજો. ૪૬

જેનાં ઊંડાં વન વન વિશે, યાળના ભારવાળાં
ધૂણાવીને શિર મદભર્યાં, કેસરી અગ્નિતીખા,
ધ્રૂજાવન્તા ધરણિ ડણકે, મેઘગંભીર નાદે,
એકાકી ને અભય વિહરે દર્પની દીપ્તિવાળા. ૪૭

શૈલે શૈલે, કણકણ વિશે, સ્વાર્પણો શુદ્ધ સ્હોયાં,
પત્રે પત્રે પુનિત કવિતા વીર્યને ધૈર્ય કેરી;
શ્રદ્ધા, શૌર્ય, પ્રણય તણિ એ પુણ્યશીલા ત્રિવેણી,
જેને ખોળે સ્થિતિ ચિર કરી, નન્દઆનન્દકન્દે. ૪૮

ચૂરાયેલી પ્રણયિજનના પિંજરે બાહુ કેરા,
હાંફી રે'તી પ્રિયતમ તણાં ચુમ્બનોથી ઘણેરાં;
શ્યામા તન્વી, સુરતશ્રમના સ્વેદનાં બિન્દુવાળી
હાસે, જ્યોત્સ્નાજળથું તુજ એ પૂર્ણ આભાર માની. ૪૯

જોતાં જોતાં હરિત, લલિતા ભૂમિ સૌરાષ્ટ્ર કેરી,
કુંજે કુંજે શ્રવણ કરતો ચિત્તવેધી દુહાઓ,
ક્રીડા જોતો રસઅસ રસે બેલડીની રસીલી,
ધીમે ધીમે ગમન કરજે, પશ્ચિમે દ્વારિકાથું. ૫૦

અર્પી રત્નો સકળ, ચરણે દિવ્ય સૌરાષ્ટ્ર કેરાં,
રક્ષા કાજે જલનિધિ રહ્યો નિત્ય જ્યાં જાગરૂક;
ત્યાં જોશે તું કનકમય એ દ્વારિકાને અમારી,
સન્ધ્યા કેરી સુરખી સરખી, પ્રેમભીનાં ઉરો શી. ૫૧

ઊંચા શૃંગે ગગન અડતાં મસ્તકે મ્હેલ કેરાં,
નક્ષત્રોનો ઝળહળ થતો, શુભ્ર ધારી કિરીટ;
બેઠી, હાસ્યે જગ હસવતી, અબ્ધિ કેરા વિશાળ
ઉત્સંગે એ મદનમદથી મત્ત કો માનિની શી. ૫૨

તારે જ્યોત્સ્ના વિમળ, વનિતા વૃન્દ તે મ્હેલ પાસે,
તારે શીળાં ધવલ કિરણો, રત્નદીપો રુડા ત્યાં;
તારા જેવા નયનમધુરા, સૌમ્ય, સૌન્દર્ય સ્હોતા,
દીપે છે તું શશિ, અગરૂધૂમ્રથી તે ય દીપે. ૫૩

અર્ધો મીંચ્યા નયન કમલે, તાલ દેતાં સુરાલી,
નૃત્યે, વાગે ઠમ ઠમ ઝિણી મેખલા સ્વર્ણ કેરી;
વાદ્યો કેરા મધુર મળતાં શબ્દ તે શબ્દ સાથે,
ગાજી રે'તા, ગમન ભળતા, રમ્ય તે હર્મ્ય જોજે. ૫૪

પ્રાશી પ્રાશી પ્રણય મદિરા, યુગ્મ જ્યાં યાદવોનાં,
બેસી, હર્ષે રસભર રમે; પ્રેમના પુણ્ય રાસો;
નાચંતી જ્યાં સમિરલહરી, દિવ્ય સૌરભ્યવાળી,
જોજે રૂડી, મણિમય તું તે, આભ ઊંચી અગાશી. ૫૫

કેલીકાળે, વિખરઈ પડયાં મૌક્તિકો વીણવાને,
નીચી વાળી શરિરલતિકા, સુન્દરી દૃષ્ટિ નાખે;
પ્રેમે ઘેલા પ્રિયતમ તણાં ચુમ્બને ચોંકિ ઊઠે,
લજ્જા પામી, પ્રણય રિસથી જોઈ રે'તી કટાક્ષે. ૫૬

જોજે ત્યાંનાં, કનકકમલે, રત્નવૈડૂર્યનાળે,
રાજી રે'તાં ઉપવન સરો, રત્ન કેરા કિનારે;
નીરે જેનાં કમળ રજથી મ્હેકતાં, ખેલિ રે'તા,
ચંચુચંચૂપુટથી ચુમતા રાજહંસો રસીલા. ૫૭

ગંગા કેરી શિતલ લહરી સ્પર્શતાં વાયુ મન્દે,
ચાલંતાં ત્યાં સરસ સરની ઊર્મિઓ પદ્મ કમ્પે;
તે સોનેરી, પરિમલ ભર્યાં વારિમાં, યાદવોનાં
ક્રીડાઘેલાં યુગલ નિરખી, થંભશે ચન્દ્ર ! તું ત્યાં. ૫૮

ઉડાડન્તી પ્રિયતમ ભણી વારિની છોળછોળો,
મૂંઝાતાં એ રસિક પિયુ શું હાસ્ય મીઠું કરન્તી;
તેના પ્રત્યે વરસિ વરસી સેંકડો વારિધારા,
ચૂમી લેતો અકળાઇ જતી પદ્મિનીને પિયૂ ત્યાં. ૫૯

જેની ગન્ધો પરિહરિ, શિળો વાયુ સર્વત્ર ઘૂમે,
ને જેનાથી વિરહિ જનને, પુષ્પધન્વા હણે છે;
તે પુષ્પોથી ભરચક ભર્યાં વૃક્ષની રાજિ વાળા,
માર્ગો તેના મનહર ઘણા, ઇન્દુ ! જોજે વિશાળા. ૬૦

માર્ગે જાતાં ચકિત બનિને પુષ્કરાવર્તકોનાં
સન્તાનો યે ઘડિક વિરમી, શુદ્ધ સૌન્દર્ય પીતાં;
સમૃદ્ધિથી સભર ભરિ જે, નિત્ય તારુણ્યવાળી,
જોજે દેવી, કનકનગરી યાદવોની અમારી. ૬૧

શોક, ક્લેશ, કપટ, ભય ને દંભ પાખંડ વ્હોણી,
દિવ્યશ્રીથી, ક્ષણુક્ષણુ નવી લાગતી ભૂમિ દેવી;
જોતાં જોતાં યદુપતિ તણું ધામની ઉત્તરે ત્યાં,
ફીકું ફીકું, મુજ વિણુ હવાં, ધામ જોશે અમારૂં. ૬૨

તેને દ્વારે સુરધનુ સમી, શોભિ રે'તી કમાન,
ને તે પાસે, પરિમલ ભર્યો બાલ મન્દાર દિવ્ય;
પોષ્યો જેને સુત સમ ગણી; વ્હાલિએ શુદ્ધ પ્રેમે,
ને જે મત્ત ભ્રમરગણુની મેખલા નિત્ય ધારે. ૬૩

ત્યાં છે વાપી, સ્ફટિક મણિનાં તીરવાળી ક્રીડાની,
જેમાં નિત્યે કમલિનિ રુડાં પદ્મ આપે વિકાસી;
અંગે અંગો મિલવિ રમણે રાજહંસો ચડેલા
જેના તીરે સકલ ઋતુમાં ખેલતા ને વસન્તા. ૬૪

નીલાઘેરા મણિથિ, ધવલાં રત્નથી રૂડિ રીતે,
દીપી રે'તો કનકગિરિ છે વ્હાલિનો તેનિ પાસે;
વિદ્યુત્સોતા જલધર તણો દૂરથી ભાસ દેતો,
એ ક્રીડાદ્રિ હજિ ય સ્મરતાં, હર્ષ ને શોક થાતો. ૬૫

સ્યામા સંગે, સુખકર શિળા વાયુને સેવિ સેવી,
જ્યોત્સ્નાધોળી, રસભર અમે, રાત્રિઓ જ્યાં વિતાવી;
વ્હાલીનિર્મ્યાં, કનકરજના માર્ગ સોહામણા જ્યાં,
એ મ્હેકન્તી કુસુમતણિ છે, વાટિકા આંગણામાં. ૬૬

મોંઘામૂલાં રતન જડિયાં, હેમના સ્થંભવાળું,
ત્યાં, પાસે છે, સ્ફટિક મણિનૂં પાંજરૂં મોર કેરૂં;
વ્હાલી કેરા કિસલય કરે, શંખ ને પદ્મ કેરાં,
રત્ને દોર્યાં, નયન મધુરાં, ચિત્ર દ્વારે સુહે છે. ૬૭

એ ચિહ્નોથી મુજ ભુવન તૂં ઓળખી સદ્ય લેશે,
ક્રીડાશૈલે રહિ, નિરખતાં ઝીણિ નાખી તું દષ્ટિ;
જોશે મારૂં સ્મરણ કરતી, જીવતી ભાભિ તારી,
બેઠી બેઠી દિન વિતવતી, હું વિનાની, એકલી. ૬૮

શ્યામા અંગે મૃદુલ, પુટડી, મધ્યક્ષામા, રમ્યગાત્રી,
બિમ્બોષ્ઠી ને રતનકણિ શા દાંત વાળી સુકેશી,
હંસી જેવી મદ મલપતી, સુસ્તની, મંજુકંઠી,
ધાતા કેરી સરજન તણી શક્તિના સાર જેવી. ૬૯

મોંઘી મીઠી સુરભિ સરખી જીવનાબ્જે મહારા,
મુગ્ધા, બીજૂં મુજ હૃદય ને પ્રેરણા પ્રાણ કેરી;
હાત્રાં સ્પર્શે અનલકપરા, વાયરા દુઃખ કેરા,
શોષાતી એ નિશદિન હશે, માધવી વેલડી શી. ૭૦

નક્કી વેનાં ગળિ સહુ ગયાં ગાત્ર હોશે વિજોગે,
હૈયૂં ભારે, અધર સુરખી સાવ નિસ્તેજ તેની;
સાથી વ્હોણી ચકવિ સરખી, એકલી એ બિચારી,
મારા વ્હોણી દિન વિતવતી આ હશે ઝૂરિ ઝૂરી. ૭૧

એના કૂંળા કિસલય સમા હસ્તથી પુષ્પ મૂકી,
હોશે મારા અવધદિન એ દુઃખલાંબા ગણન્તી,
કે કલ્પીને વિરહદુબળી મૂર્તિ મારી એકેલી,
ભારે હૈયે સ્મરણ કરતી એ હશે, પૂજતી વા. ૭૨

કે ગૂંથીને રસિક પદમાં નામ માહરૂં રસેથી,
ગાતી હોશે પ્રણયપદ એ મોહિ વીણા બજાવી;
થાતાં પાછું સ્મરણ, નયને આંસુડાં ઊભરાતાં,
હૈયાસુની અટકિ પડતી, કંઠ રૂંધાઈ જાતાં. ૭૩

કે ઊંચેરા, અમ ભવનના એ ચઢીને ઝરૂખે,
હોશે મારો પથ નિરખતી, નેત્ર આંસુ ભરેલે;
ભાળી દૂરે ઊડતી રજ કે ધૂપનો ધૂમ્ર ભાળી,
ઉલ્લાસે એ લસતિ, સ્મરણે બ્હાવરી થાય પાછી. ૭૪

ફીક્કાં ફીક્કાં, નિશદિન રડ્યે દાડિમીપુષ્પરાતાં,
તેનાં નેત્રો ફરિ ફરિ વળી, આંસુડાંથી ભરાતાં;
ને નૈરાશ્યે વિરહિ ઉરની વેદનાથી ભરેલી,
ઝૂમ્યાં નેત્રે પથ નિરખતી, એ હશે દુઃખિયારી. ૭૫

કે હાથેળી પર વદન એ કુન્દ જેવું ગુલાબે,
ટેકાવીને રતિરસભિની કેલિ હોશે સ્મરન્તી;
કે પૂછંતી મધુર વચને એ હશે સારિકાને,
"સંભારે છે અલિ ! તું પ્રિયુને લાડકી ક્હો હલી તે ?" ૭૬

વેણી લૂખી તિમિર કિરણો શી સમારી સમારી,
એના કૂળા કરથિ, નયને આંસુડાં લૂછિ લૂછી,
બેઠી હોશે મલિન ધરિને વસ્ત્ર અંગે બિચારી,
ઘેરાયેલી ઘનથિ ગગને વ્યાકુલી ચન્દ્રિકા શી. ૭૭

મારૂં સારૂં ગણિ ન વદતો, છે ન અત્યુક્તિ યે આ,
જાણું છું હું હૃદય પ્રિયનું આત્મ અદ્વૈત સાધ્યે;
જાશે જ્યારે નિકટ, વચનો સર્વ થાશે પ્રતીત,
ને જોઈને સ્થિતિ કરુણ એ, ચન્દ્ર ! તું યે દ્રવીશ. ૭૮

કાઢી નાખી કૃશતર તનૂમાંહિથી ભૂષણો સૌ,
લેતી ઊંચા કરથિ વિખર્યો કેશ સંસ્કારવ્હોણા;
સ્વપ્નામાં યે પ્રિયતમ તણો સંગ ઈચ્છી, પરાણે
નિદ્રા કાજે વલખતિ હશે, બાપડી ભોંય સૂતી. ૭૯

આ વિશ્લેષે, મધુ તજિ દિધે, ભ્રૂવિલાસો ભુલેલૂં,
ઝાંખૂં ઝાંખૂં, દિનકર વિના પદ્મ જેવૂં, સુજેલૂં;
જે હંમેશાં હસું હસું થતૂં બિમ્બ મારૂં ઝિલી, તે
રે'શે ડાબું નયન ફરકી, તું ગયે ત્યાં પ્રિયાનૂં. ૮૦

તે વેળાએ હિમકર! કદી ઊંઘતી હોય જો એ,
તો લાવીને મનમહિં દયા, થોભી જાજે ઘડીક;
ન્હૈ તો સ્વપ્ને પ્રિયતમ તણો સંગ એ માંડ થાતાં,
ભીડેલી કૈં સજડ ભુજની બાથ છૂટી જશે હા! ૮૧

કૂંળા તારા કુસુમ કરથી માનિનીને જગાડી,
સ્વર્ગંગાના તટપર ઊગ્યાં તારલાપુષ્પ વેરી;
મોંઘામૂલાં સ્મિત સમ સુધા શીતરશ્મી! સ્રવીને,
કે'જે એને તુજશું નિરખ્યે આમ સંદેશ મારો. ૮૨

આવેલો છૂં, પરમ સુભગે! મિત્ર તારા પિયુનો,
સંદેશો લૈ તુજ સમિપ હું, ચન્દ્રનું રૂપ ધારી;
કંટાળેલા દિવસ શ્રમથી પ્રેમિને, પ્રેયસીને,
પ્રેરૂં છૂં હું કિરણ વરસી, ગાઢ આલિંગવાને. ૮૩

એવું કે'તાં, જલધર ભણી ભાળતી યક્ષિણી શી,
તારા સામું સ્થિર નયનથી જોઈ રે'શે અધીરી,
ને સંદેશો શ્રવણ કરશે, પ્રેમથી એ કુલીન,
સંદેશો યે પ્રિય મિલન શો માનિ લેતી વધૂઓ. ૮૪

તેવે લાવી મુજ પર દયા, આટલું બાપુ! કે'જે,
સ્વામી તારો હિમગિરિતણા આશ્રમોમાં સુખી છે;
પુછાવે છે કુશળ ખબરો તાહરી એ વિયોગી,
પ્હેલી આવી ખબર પુછવી, પ્રાણિને દુઃખભાગી. ૮૫

હોયે કે'વા સરખું સખિઓ દેખતાં, તોય કે'તો
કર્ણે, આવી નિકટ, વદનસ્પર્શના લોભથી જે,
રે! તે આજે વિષમ વિરહે વાટ ઘેર્યો વિયોગી,
લાચારીથી, પદ રચિ રુડાં, કા'વતો મિત્ર સાથે. ૮૬

સંભારૂં છું ભરિ ભરિ ભરી નેત્રને આંસુડાંથી,
તારૂં રામા! રસબસ થતું પ્રેમથી શુદ્ધ હૈયું;
ઘેલો ઘૂમૂં તુજ વિણ પ્રિયા! આંકિને અન્તરિક્ષે,
તો મેં ક્યાં યે જડતું નથિ નિર્વાણ એ નેત્ર કેરૂં. ૮૭

જોતો ક્યાં યે નથિ હું સુમુખી! આસ્ય તારૂં ખિલેલું,
તેથી મારાં ગળિ સહુ ગયાં ગાત્ર છે આ વિજોગે;
સન્તાપે છે મદન કમળાં આટલો, તો પછી રે!
આવા તીણા શરસમ દિનો કેમ જાશે વસન્તે? ૮૮

ખીલ્યાં પદ્મે વદન નિરખૂં રમ્ય તારૂં પ્રફુલ્લ,
કાન્તિ તેની શશધર વિષે, બિમ્બમાં ઓષ્ઠલાલી;
હંસીઓમાં ગતિ મલપતી, કેશ કેકીકલાપે,
ઘાટીલૂં ને લખિ લખિ જતૂં અંગ હૂં વેલડીમાં. ૪૯

દૃષ્ટિ બ્હીતી હરિણિનયને, લોલ તારી નિહાળૂં,
શબ્દો કેરા મધુર રણકો, કોકિલાના કલોમાં;
તારા ઝીણા નદિલહરીમાં ભ્રવિલાસો હું ભાળૂં,
એક સ્થાને જડતું નથિ હા! ચંડિ! સાદૃશ્ય તારૂં. ૫૦.

રીસાયેલી પ્રણયથિ તને ધાતુરંગે શિલામાં,
આલેખીને ચરણ નમવા જાઉં છૂં, એટલામાં,
રૂંધે દૃષ્ટિ, ધડિ ધડિ ધડી, આંસુડાં ઊભરાતાં,
વેઠાયે ના કઠણ વિધિથી આપણો સંગ એમાં. ૫૧.

જૂદાં પાડયાં, દૂર સુદૂર ને ઝૂરતાં મૂકિ દીધાં,
હૈયે હૈયું ખુલિ નવ શકે, યોગ એવા ય મૂક્યા;
તો યે સ્વપ્ને કદિ થઇ જશે સંગ એવૂં લહીને,
આપ્યા તેણે હૃદય દહતા દીર્ઘ ઊજાગરાઓ. ૫૨

તો યે સ્વપ્ને કદિ તુજ થતાં સંગ, આલિંગવાને,
ઊંચે મારા ધવલહસિતે ! હસ્ત લંબાય સૂના;
એ જોઇને દડ દડ વને દેવતા આંસુ સારે,
તો યે રૂઠયો વિધિ નવ દયા લાવતો રે લગીરે ! ૯૩

ભાતું લેઈ કમળદળનું આવતા પશ્ચિમેથી,
હંસોને મેં કુશળ ખબરો માનિની ! પૂછિ તારી;
તે યે ભૂંડા કશું ન વદતાં, ઊડિ ચાલ્યા હસીને,
રે ! જ્યાં ચાયે વિધિ જ વસમો ત્યાં દયા કોણ આણે ? ૯૪

પુષ્પે પુષ્પે, સકળ વનમાં મ્હેકિ રે'તા પરાગો,
પત્રે પત્રે, કિસલય વિશે, દિવ્ય કો પ્રેમગાથા ;
સ્થાપી દીધાં અચળ નિજ સામ્રાજ્ય આંહી વસન્તે.
હાવાં વ્હાલી ! વસવું વસમૂં તૂં વિના રે ! ઘડી યે. ૯૫

તો યે મીઠી કંઈ કંઈ ધરી આશ પ્રાણો નિભાવૂં,
તૂં યે વ્હાલી ! અકળાઇ જતી ના લગી રે ય ચિત્તે ;
વિશ્વે, નિત્યે સુખદુખ નભ્યાં છે નહીં કોઇને યે,
લોકે, ધારી અવિરત ગતી, ચક્ર ઘૂમે દશાનૂં. ૯૬

વીતી જાશે પલકમહિં આ બાકિના ચાર માસ,
ને શાપાન્તે હૃદય ! ફરિથી, આપણે બે મળીશું,
ને ઠારીશું હૃદય, નયનો, આપણાં અંગ અંગો,
વાંછાઓ બે બહુ દિન તણી, વ્હાલિ પૂરી કરીશૂં. ૯૭

માટે વ્હાલી ! ધિરજ ધરજે, ગાભરી ના થતી તું,
વીત્યું ઝાઝૂં, પ્રિય મુજ ! રહ્યૂં માત્ર થોડૂંજ હાવાં ;
તે બે જાશે નયન મિચિને ઊઘડે તેટલામાં,
ને થાશે આ સ્મરણમધુરા ભૂત શો, વર્તમાન. ૯૮

વ્હાલીને તૂં વચન કહિને આટલાં, વ્યોવિહારી !
પાછા તેના કુશળ ખબરો લાવી આપી દયાથી;
નોધારા ને વિધિવશ થતાં એકલા થૈ પડેલા,
આ તૂં મારા ઉડું ઉડું થતા પ્રાણ બેજે ઉગારી. ૯૯

આ જોઇને હિમકર ! મિઠૂં મૌન તારૂં ગભીર,
ધારૂં છૂં કે મન પર લિધૂં કાર્ય તેં આ અમારૂં;
કાંઇ બોલ્યા વિણ પણ સુધા વર્ષતો તું ચકોરે,
વાંછ્યું આપે, કશું ન વદતાં, અર્થિઓને ઉદાર. ૧૦૦

સાચી મારી, અઘટિત છતાં, આટલું ઇષ્ટ આપું!
મૈત્રીથી કે વિરહિ સમજીને દયા લાવી મારી;
આ ભોંયેરા કુસુમ સમયે જા સુહાગી! ગમે ત્યાં,
મા થાજો રે! ક્ષણુ પણુ તને ચન્દ્રિકાથી વિયોગ. ૧૦૧

# : શુદ્ધિ :

## : પરિચય :

| પૃષ્ઠ | શ્લોક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૬ | ૩ | ૩ | દયારામ | દયાનન્દ |

## : કાવ્ય :

| પૃષ્ઠ | શ્લોક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૫ | ૮૯ | ૪ | લખિ લખિ | લળિ લળિ |
| ૨૫ | ૯૦ | ૩ | ભવિલાસો | ભવિલાસો |
| ૨૭ | ૯૯ | ૧ | ચાવિહારી | ચૌવિહારી |

ખાસ આટલી અશુદ્ધિઓ તો વાચકો જરુર દૂર કરે.

મહાકવિ કાલિદાસ પ્રણિત

# अभिज्ञान शाकुन्तलनो

## : અભિનવ અનુવાદ :

# : સ્મૃતિભ્રંશ અથવા શાપિત શકુન્તલા :

## થોડા જ અભિપ્રાયો.

મનોહર રચનાને લીધે પુસ્તક પ્રિય થઇ પડશે એવી મને ખાત્રી છે.
સા. શ્રી. છગનલાલ હ. પંડ્યા. ૨૮-૧૨-૨૯

સંસ્કૃતનાં સ્વરવૈપુલ્ય અને ધ્વનિઝંકાર અને પ્રાકૃતની માર્દવતા ગુજરાતીમાં ઉતારવામાં આપ સફળ થયા છો.
પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. ૨૬-૧-૨૯.

આ પ્રયાસ સફળ થયો છે. x x x સાદી, સરળ અને ભાવવાહી શૈલીમાં કરાયેલો આ અનુવાદ મૌલિક હોય એમ જ પ્રતીતિ થાય છે.
'ગુજરાતી' ૨૪-૨-૨૯

બધી રીતે આ અનુવાદ સફળ થયો છે. 'સાહિત્ય' માર્ચ ૧૯૨૯
પ્રથમ દૃષ્ટિએ મૌલિક પુસ્તક હોય તેવો ભાસ થાય છે.
'નૂતન ગુજરાત' ૧૩-૪-૨૯.

અત્યાર સુધી, આ નાટક, જે અનુવાદો અને ભાષાંતરો બહાર પડયાં છે તેમાં નવી ભાત પાડે છે. 'ગાંડીવ' ૧૭-૪-૨૯.

ભાષાન્તર સુવાચ્ય અને સુગમ્ય થયું છે. 'સૌરાષ્ટ્ર' ૧૮-૫-૨૯.

વધારે અભિપ્રાયોની જરુર છે? આપ જ આપની પ્રત મેળવી લો અને આપનો નિર્ણય કરો.

| : ક્રાઉન સોળ પેજી : | : પૃષ્ઠ સંખ્યા ૧૨૮ : |
| --- | --- |
| : ઉંચા ગ્લેઝડ કાગળ : | : મનોહર ગેટ અપ : |

**છતાં મૂલ્ય બાર આના જ.**

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી.
જામનગર